સર્વ હક કર્તાને સ્વાધીન છે.

# ગોરક્ષક.

## વીરરસ કાવ્ય.

રચીને પ્રસિદ્ધ કરનાર.

આત્મારામ નારણજી ત્રવાડી.

ભાવનગર.

અમદાવાદ.

આર્યોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૭—સને ૧૮૯૧.

કિંમત એક આનો.



## આર્ય રજપૂત બાંધવો.

હિંદુસ્તાનની ગરીબ ગાયોનો સંહાર થતો જોઇ હરકોઇ દયાળુ અંતઃકરણમાં કમકમાટ ઉપજે છે એવે વખતે આપના પૂર્વજોનાં અતિ પરાક્રમી કાર્યોની યાદ આપી આપને વીર રસમાં ડુબાડી દેવાની ઇચ્છાથી આ લઘુ પુસ્તક આપ સમગ્ર મંડળને અર્પણ કરૂંછું. તે સ્વિકારશો.

લખીતંગ.

**આત્મારામ નારણજી ત્રવાડી.**

**ભાવનગરી.**

૪૭૮૦



### ઉધોર છંદ.

પ્રગટે ગાય ઉપર પ્યાર, હિંમતથી સજે હથિયાર;
જશ મળવા મચાવે જંગ, તે રજપૂતને છે રંગ. ૧
રક્ષણ ગાયનું ચિત ચ્હાય, વારંવાર વારેં ધાય;
રિપુદળને કરે મન ભંગ, તે રજપૂતને છે રંગ. ૨
ખાંડાથી મચાવે ખેલ, ચલવે રક્તની અતિ રેલ;
દુશ્મનને બનાવે દંગ, તે રજપૂતને છે રંગ. ૩
નિરખે શત્રૂ રાતાં નેણ, વદી નવ શકે એકે વેણ;
તજવે તેહનો સૌ ઢંગ, તે રજપૂતને છે રંગ. ૪
સુણતાં હાક વારેં ધાય, મારે કે જરૂર મરાય;
લડવા બને જેહ અઠંગ, તે રજપૂતને છે રંગ. ૫
દેતો મૂછ ઉપર તાવ, દુશ્મન ઉપર સાધે દાવ;
અરિનું તરત ભેદે અંગ, તે રજપૂતને છે રંગ. ૬
લાલચ ન રાખે લવલેશ, સુખીયો ચહે રોજ સ્વદેશ;
અંતર ધરે અધિક ઉમંગ, તે રજપૂતને છે રંગ ૭
ધરીને કાંધ ધીંગી ઢાલ, કર પકડે જલદ કરવાલ*
રણમાં પડે મારી છલંગ, તે રજપૂતને છે રંગ. ૮
મરવામાં ગણીને મોજ, સનમુખ રહે રિપુની ફોજ;
ખાંતે વાળી આપે ખંગ, તે રજપૂતને છે રંગ.
કરીને જગત હિતનાં કામ, દુનિયામાં દિપાવે નામ;
પામી ગુમાવે ન પ્રસંગ, તે રજપૂતને છે રંગ. ૧૦

———o———

### પદ.

ક્યાં ગયા રણધીરા રજપૂત, ક્યાં ગયા રણધીરા રજપૂત;
હતા જે શુરવીર માના સૂત, કયાં ગયા રણધીરા રજપૂત. (ટેક) ૧
કેસરીયાં કપડાં કરી કુદે, સાહી કરે સમશેર;
મચે મરણીયા થઈને રણમાં, કરવા કાળો કેર.—ક્યાં ગયા—૨
મગત થાય ત્યાં આપે માથું, હડી ન તજતા હામ;
નામ રાખવા તત્પર નિશદિન, કરતા ધાર્યું કામ—ક્યાં ગયા—૩
ક્ષત્રીવટ દાખવવા કદીએ, પાછી ન કરતા પાની;
પાણી રાખવા પરીયાનું, દાખવતા અતિ મરદાની: ક્યાં ગયા. ૪

* તલવાર.

ન્યાય નિયમથી લડાઇ કરતા, દગો નહીં આચરતા;
શરણુ થાય શત્રૂ તો તેને, લેશ કષ્ટ નવ કરતા. ક્યાં ગયા. ૫
સ્વદેશ માટે શીશ આપતા, સાચવતા નિજ ટેક;
વચન જવા નવ દેતા કદીએ, રાખી વિવિધ વિવેક. ક્યાં ગયા. ૬
પડકારે અરિને થથરાવે, નજીક ગયે દળ કંપે;
ચાહે તો પૃથ્વી ઉથલાવે, જો બે ત્રણુ જણુ સંપે. ક્યાં ગયા. ૭
ગો બ્રાહ્મણનું રક્ષણ કરતા, દિપાવતા નિજ દેશ;
તેના વંશજ હાય બાયલા, બની સહે છે ક્લેશ. ક્યાં ગયા. ૮

---

પદ.

"ક્ષત્રી કલંક કેમ લેશેરે" (એ રાગ.)

હાય હાય શું બની બેઠા શાંત,-હજાર વાર મેં કહ્યુંરે;—
અરે ! ગાયોનો વળે છે સંહાર,-ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૧
ધૃન હીણુ બન્યો નિજ દેશ, હજાર વાર મેં કહ્યુંરે;
તોય અસર ન બને અવશેષ, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૨
લાખો ગાયો હમેશાં કપાય, હજારવાર મેં કહ્યુંરે;
તેની હિમાયતે કોય ન જાય, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે; ૩
જાય બેઠા બનીને શાંત, હજારવાર મેં કહ્યુંરે,
કોણુ સુણે છે ગાયોનો કલ્પાંત, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૪
માણે વિવિધ પ્રકારની મોજ, હજારવાર મેં કહ્યુંરે;
ખરે દિલમાં કરે નવ ખોજ, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૫
તજ્યાં નિજ કુળ ધર્મનાં કાજ, હજારવાર મેં કહ્યુંરે;
લેશ રાખી ન કૂળની લાજ, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૬
દીન થઇ રહી હિંદની ગાય, હજારવાર મેં કહ્યુંરે;
રોજ લાખોને હિસાબે કપાય, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૭
જાગે કોઇ ધુરંધર ધીર, હજારવાર મેં કહ્યુંરે;
કયમ દેખાતો નથી કો શુરવીર, ક્ષત્રીનું લોહી ક્યાં ગયુંરે. ૮

---

## સવૈયા એકત્રીશા.

કરણુ ક્લેશ હરનારો પ્યારો હતો ઉદાર અને રણુધીર,
ભીમ ભગીરથ ભોજ ભુવડને ભીષ્મ પિતા એવા ભડવીર;
હાક સુણી અરિ હાંજા ગગડે થથરે નામ સુણી જમદૂત,
ફરી જનમશે ક્યારે હિંદે રણધીરા એવા રજપૂત. ૧

રામ અને બળરામ બહાદુર ફરશરામ જોરાવર જોધ:
પ્રલયકાળ પૃથ્વીનો ભાસે કરે કદાપી દિલમાં ક્રોધ;
મન નિશ્ચય કરતા તે રાખે મરતાં લગી ગણી મજબૂત,
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૨
કૌરવ પાંડવ મહા રણ યોદ્ધા કુરૂક્ષેત્રમાં જગાવ્યો જંગ,
ન્યાય નીતિથી લડયા લડાઈ દુનિયાને કીધી અતિ દંગ;
પૃથ્વીમાં પંકાયા બળથી વળી ગણાયા શૂરવીર સૂત,
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૩
રાવણ રાય બનીને અનમી શત્રૂ શરણ નમ્યું નવ શીશ.
રઘુકુળ તીલક રામની સાથે લડયો લડાઈ લાવી રીસ;
અડગ અનમી રહી શત્રૂ સમીપે અવનીતળ બનીયો અવધૂત.
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૪
પરમ પરાક્રમી પૃથીરાજ ચહુઆણ કુળનો મહદ મણી,
શહાબુદીન ગોરીને હાથે પંડે પામ્યો વિપત ઘણી,
ચંદ કવિની કાવ્ય સુણીને ઘાવ કર્યો ચોંપે સાબૂત,
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત.
ગુર્જર પતિ જયશિખર ચાવડો લડયો ભુવડને બાવન દીન,
સહાયતા સુરપાળ તણી પણ આખર તે બનીયો બળહીન;
રાણીને વનવાસ મોકલી કદી પરાક્રમી પ્રગટે પૂત.
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૬
ટેક ધારી રાણાના કુળમાં અડગ અનમી ભાસ્યા અતિ ભૂપ,
પણ તે સર્વેમાં પંકાયો પ્રતાપ તણો પ્રતાપ અનૂપ;
દિલ્લીપતિને અતિ ડોલાવ્યો નામ સુણીને ચાલે મૂત,*
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૭
પાછી પીઠ કદી નવ કરતા હરતા પાપી જનના પ્રાણ,
ગો બ્રાહ્મણની રક્ષા કરતાં જરૂર પડે ખેડે કેંકાણ;
મરતાં લગી નવ ડરતા દિલમાં ભરતાં ડગલાં ક્ષત્રી સૂત,
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૮
ધીંગી ઢાલ ધરીને કરમાં ધસતા શત્રૂ સૈન્ય સમીપ,
મસ્ત મદોન્મત મોટા માતા હતા તેહ શોભિત કુળ દીપ;
ધન્ય ધન્ય જનનીને તેની દીધો જન્મ મહા શુર સૂત,
ફરી જનમશે કયારે હિંદે રણધીરા એવા રજપૂત. ૯

* પેશાબ.

પ્રૌઢ પરાક્રમી પરદુખ ભંજન ગુણ તેથી દુનિયા સૌ ગાય,
વિપત વિદારી વિવિધ પ્રકારે તેથી વિશ્વ વિષે વખણાય;
હાય હાય રજપૂત ગયા સૌ હાલ રહ્યા મોટા તાબુત,
ફરી જનમશે ક્યારે હિંદે રણધીરા એવા રજપૂત. ૧૦

### માલિની છંદ.

પરમ ધરમ જ્ઞાતા, શૂર રજપૂત રાણા,
અવસર પર આજે, સ્વર્ગમાં જે સમાણા;
તરત અરજ ગોની, સાંભળી ઝટ આવો,
યવન થકી નહિં તો, બાયલાથી બચાવો. ૧

### હરિગીત છંદ.

જો હાક સૂણે પૂર્વથી તો આપ પશ્ચિમમાં પળે,
સમશેર રે' ઘરમાં પીંડા કરમાં પકડવાની ટળે;
ખૂણે ભરાઇ ગાળ દે મનમાં રહે ગકલાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૧

મરદાઇ ન મળે મન વિષે મરવાથકી મનમાં ડરે,
ભરી એક ડગ શત્રુ સમીપે પાંચ ડગ પાછાં ભરે;
કંપે અતિ નિજ કાય જરૂર જણાય અતિ અકળાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૨

સંતાય ઘરમાં ચોંપથી ખાંડાતણા ખખડાટથી,
વળતી વળે તે નર પશુ ઝટ વીર કેરી વાટથી;
જગમાં કરે જોણું વગોણું પણ ગણે વખણાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૩

છોગાં ધરે છેલાઈનાં વાંકી ધરે શિર પાઘડી,
રંડા સમીપ હાંકે બડાઈ વાત વદતાં વડી વડી;
દાદુર તણો સુણી નાદ મનમાં બસ દીસે મુંઝાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૪

અભિમાન ન મળે અંતરે રજપૂત કેરી જાતનું,
ઉરમાં ન ઉપજે ક્રોધ કદી અવળું સુણી નિજ જ્ઞાતનું;
ઉકળે ન રગથી રક્ત રિપુપર નવ દીસે રીસાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૫

હુકમાઇથી હુક્કા પીએ ઉરમાં અફિણને વ્હાય છે,
દારૂ અને બાપુતણા સમ દઇ પીએને પાય છે;
ઝોકાં ખમે દીન રાત રહી નિજ ખાટલે ઘોંટાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૬

લડવા તણી વાતો કરે ઊભા થવાની આયના,
ખોટાં વખાણોથી ખુશી અતિ થાય પણ શરમાય ના;
અંગે અશક્તિ દાખવે ચે'રા દિસે છ તવાયલા,
શું ધાડ મારે યુદ્ધમાં રજપૂત એવા બાયલા. ૭

ભાખે વચન ભાટાઇનાં મન મોજ લે ભડવાઇમાં,
ખુશાગતે ખુશી રહે સુખ સમજી આપ વડાઈમાં;
વ્યંડળ તણું મંડળ ન ભાસે શત્રૂને અથડાયલા,
શું ધાડ મારે યુધ્ધમાં રજપૂત એવા બાયલા. ૮

## ( રાગ ગોપીચંદનો )

"ગોપીચંદ લડકા" (એ રાગ.)

બનીં હાલ બાયલા, નામ લજાવ્યું રજપુત જાતનું. (ટેક.) ૧

દર વરસે લાખો ગાયોનાં ગળા ખચીત કપાય,
પણ ભડવાના ભીતરમાંથી રક્ત ગરમ નવ થાય;
કૂખ માતની અતિ લજાવી ડુબા નિશ દિન ખાયરે. બનીં. ૨

કાવા અને કસુંબા પીને માને મનમાં મોજ,
ખાંત ધરીને ક્ષત્રી વટની કરે ન મનમાં ખોજ;
દાસપણામાં દીન ગુજારે ફરે જગતમાં રોજરે. બનીં. ૩

સવાશેર સુંઠ સે'જે ખાતી પ્રસવ સમે નિજ માત,
ભય ઉપજાવે એવા જેના ભડ પ્રગટેલા ભ્રાત;
હાય હાય તે બની બાયલા લજવ્યાં જનની તાતરે. બનીં. ૪

જન્મ ભૂમિને જખમી થાતાં ટગટગરે'છે જોઇ,
કે નપુંસકની પેઠે બેસે આંસુ પાડવા રોઈ;
સિંહ નામ દેનારી તેની ફાટી પડજો કોઇરે. બનીં. ૫

## સવૈયા એકત્રીસા.

ધીંગી ઢાલ ધરીને કરમાં મરવાને મેદાન પડે,
ધસી જાય ધીંગાણા માટે અરિં સમીપે ઉભો અડે;

ધન દારા સુત યાદ ન આણે રણવિલાસ ઇચ્છે રણધીર
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૧
પડકારા પાડે અતિ પ્રૌઢા વદન કરે અતિશય વિક્રાળ.
દર્શનથી રિપુને થથરાવે સમીપ ગયે દેખે જયમ કાળ;
રકત નયન દેખી શત્રૂની આંખ વિષેથી ચાલે નીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૨
ફરકે અધર વળે ભ્રૂકુટી અતિ કડકડાટ કરડે નિજ દંત
કર સાહી સમશેર શત્રૂ દળનો હિંમતથી આણે અંત;
કરે પ્રહાર રિપુને હણવા ધખ ધખ ધારા થાય રૂધીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૩
સાદ સુણીને સિંધુડાનો હાક મારી લડવાને જાય,
વ્યાપે વાજાં સુણી વીર રસ દેખી શત્રૂ શરણે થાય;
પાણી રાખે પૂર્વજ કેરૂં મારી મોટા મોટા અમીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો, શુરવીર. ૪
સો ડગલાં તે ચાલે સામો રિપુને નવ દેખાડે પીઠ,
હલ્લો કરે ધરે હિંમત પણ ખડો રહે સનમુખ તે નીઠ;*
અડગ બનીને લડે એકલો ધડ ઉપર સમજે નવ શીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૫
હુંકારે મરવાને મથશે જોર ધરે સુણી રણતૂર,
હાકથકી હાંજા ગગડાવે સમીપ થાય કોની મગદૂર;
એકજ ઘાથી હણે શત્રૂને હલન ચલન વણ રાખે સ્થીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૬
સમરાંગણમાં શોભા માને સામે પગળે મરવા ધાય,
મહા કષ્ટ માની લે મનથી નિજ દુશ્મનનો ડર દિલ થાય;
ચોંપથકી સમશેર ચલાવે વેગ કરે ભલકાને તીર,
વિજય કરે સો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૭
માર મારનો ધ્વની ઉઠાવે ગગન સુધી પોંચાડે નાદ,
શત્રૂને ગળચીથી પકડી ઠોંસા લાત ચખાડે સ્વાદ;

* નજીક.

જરૂર પડે યા હોમ ઝુકાવે વેગ બતાવે જેમ સમીર,
વિજય કરે શો શત્રૂ સમીપે એકજ એ સાચો શુરવીર. ૮

## રાગ માહાડ.

દયા દિલમાં ધારો, જલદી વિચારો, કપાતી ઉગારો ગાય;
ધારો ધર્મ તમારો, કરો પડકારો, હામ ન હારો હાય. (ટેક) ૧
ગાય બિચારી અતિ સુખકારી, દૂધતણી દાતાર;
ઘાસ ચરે પયપાત્ર ભરે, ભૂખ દુઃખ હરે ધરે પ્યાર. તેની દયા. ૨
બુધ્ધિહિણું બળહીણુ થવાને, કરે અતોલ બગાડ;
માતસમાન કરે પયપોષણ, તેજ છેદે પય ઝાડ.—તેની દયા— ૩
પાળક તેને પોષણ આપે, પોતે લીએ રૂડું ક્ષીર,*
ટાળક તેથી સંતોષ ન પામે ક્ષીર તજી લે ×રૂધીર—તેની દયા—૪
વચ્છ વછોડીને દોવા બેસે, તેને આપે દૂધ;
ભેદ ન આણે મનમાં કદીએ, જોરથી ન કરે જુધ. તેની દયા. ૫

## રાગ આશાગોડી.

મરદપણે મરવામાં, શૂરાની શોભા મરદપણે મરવામાં;
ડાંપણુ નવ ડરવામાં, શુરાની શોભા મરદપણે મરવામાં. (ટેક) ૧
દેશનું દ્રવ્ય જતું અટકાવા, અરજ ઉરે ધરવામાં.—શુરાની શોભા. ૨
કનક અને કાન્તા સુખ છોડી, ગોરક્ષણ કરવામાં.—શુરાની શોભા. ૩
દેશતણી દિનતા અટકે ત્યમ, ઉપાય આદરવામાં.—શુરાની શોભા. ૪
આત્મારામ અતિ ઉર હોંસીલો, વિજય વિજય કરવામાં.—શુરાની. ૫

## પદ.

અરે! કોઈ છે માઇનો પૂત, અરે! કોઇ છે માઇનો પૂત;
અહિં કોઇ રાણી જાયો રજપૂત, હાલ કોઈ છે માઇનો પૂત. (ટેક) ૧
ગાય બળદની સહાય કરવા, ઝુંડો કરમાં ઝાલે;
સત્ય લડાઇ લડવા કાજે, સૌથી પે'લો ચાલે. અરે કોઈ. ૨
મહારાણી પાસે પોતાના, હક માટે જઇ લડવું;

* દૂધ. × લોહી.

ઉત્પાદકના બચાવ માટે, કદી પાછા નવ પડવું. અરે કોઈ. ૩
સ્વદેશ હિતમાં દ્રવ્ય ઉડાવે, પાછી ન ફરે પાની;
ગાય તણું રક્ષણ કરવાનો, ધર્મ પોતાનો માની. અરે કોઈ. ૪
જશ ડંકો જગમાં વગડાવે, જ્યાં જોઈએ ત્યાં ફાવે;
હોંશ ધરીને હાથ બતાવે, સન્મુખ શત્રૂ નાવે. અરે કોઈ૦ ૫
હાક સુણીને શત્રૂ દળના, થર થર ટાંગા ધ્રૂજે;
પડકારે આંતરડાં તૂટે, સુલભ રાહ નવ સૂઝે.— અરે કોઈ. ૬
ગાય બિચારી અતિ સુખકારી, નિડર રહીને ચાલે;
કસાઈના કરમાંથી છૂટી, મોજ વિષે તે મ્હાલે.—અરે કોઈ. ૭
ન્યાય નીતિની લડત લડીને, શત્રૂને હંફાવે;
રિપુ દળના હાંજા ગગડાવે, નામથકી કંપાવે.— અરે કોઈ. ૮

---

## લાવણી.

સૌ બનો બહાદુર મંડળ વીર જમાવો,
ગાયોનાં હરવા કષ્ટ સુરા સજ થાઓ. (ટેક) ૧
બુદ્ધિ બળ કેરી ધ્વજા અતિ ફરકાવો,
કરી ન્યાય નિશાન વિશેષ વાદ્ય વગડાવો; —સૌ બનો—૨
હિંમતથી લડો લડાઈ રિપુ હંફાવો,
કરી હરેક સધ ઉપાય ગાય છોડાવો; —સૌ બનો—૩
રિપુ દળની સાથે જોરથી જંગ મચાવો,
હાથોના કરી પ્રહાર શત્રૂને હઠાવો— સૌ બનો—૪
મહારાણી પાસે થાયો હકો તમારા,
ગુણવાળી ગાયો તણા ટળો ભય ભારા— સૌ બનો—૫

---

## દોહરો.

ન્યાય કાજ લડવા ધસો, તજી ઢાલ તલવાર;
કાગળ રણમાં રિપુ તણો, કલમ કરે સંહાર. ૧

| | | |
|---|---|---|
| | | ૧. |
| | | .૦ |
| | | -૧-૦ |
| | | ૦-૦-૬ |
| | -૬ | ૦-૦-૬ |
| | ,-૦-૦ | ૦-૪-૦ |
| | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| | ૦-૧૦-૦ | ૦-૧-૬ |
| | ૧-૦-૦ | ૦-૧-૦ |
| | ૦-૬-૦ | ૦-૦-૬ |
| ાપ ાડા. | ૦-૨-૦ | ૦-૦-૬ |
| વૃ ા | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ભારત ખંડની ભુગોળવિદ્યા. | ૦-૨-૬ | ૦-૦-૬ |
| ચતુરસિંહ પ્રવાસ ભાગ. ૩ જો. | ૦-૬-૦ | ૦-૦-૬ |
| ભાવનગર સંસ્થાનનો ઈતિહાસ. | ૦-૮-૦ | ૦-૦-૬ |

ઉપર લખેલાં તમામ પુસ્તકો ભાવનગરમાં દેવજી ભગતની ધર્મશાળા નજીક મારે ઘેરથી રોકડી કિંમતે મળશે. મરજી હોય તેમણે મંગાવી લેવાં.

આત્મારામ નારણજી ત્રવાડી.